૭૮૬

યા અલી મદદ.

# શ્રી ઈમામશાહ બાવાના

# પરછા.


પ્રસિદ્ધ કરનાર.

સૈયદ બાવા સાહેબ અમદઅલી. (ખાકી)

મુ. પીરાણા





અહમદાબાદ.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મગનદાસે છાપ્યું.

આવૃત્તિ ૪ થી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮

કીંમત ૩ આના.

# પ્રસ્તાવના.

સર્વ સુજ્ઞ વાંચકોને નમ્રતા પુર્વક આ પુસ્તક નામે "શ્રી ઇમામશાહ બાવાના પરછા" આગળ મૂકી જાહેર કરૂં છું કે, પ્રથમ સને ૧૮૯૨, ની સાલમાં મુબઇનાં પ્રેસમાં "ગુરે ઇમામ વાણી" ના નામથી છપાએલા હતા. પણ તેમાં ઘણોક સુધારો કરી હમોએ ઉત્તમ રીતીએ છપાવરાવ્યા છે, કે જેથી વંચકોને વાંચતાં સુગમ પડે. વળી મોટા ટાઇપથી છાપેલ હોવાથી મોટી નજરવાળાને અગવડ પણ નહિં આવે. આ પરછાનુ પુસ્તક કલમી લખાણુનાં રૂ. ૧) એક માટે મલતા હોવાથી, કેટલાક લોકોને મોંઘા પડતા. તેથી આ છપાવેલો પુસ્તક ફકત રૂ. ૧) ના બદલે બે આના જેવી નજીવી કીમતમાં આ અમુલય પુસ્તક મફત મળ્યા જેવું છે. તેટલાજ સારૂ પ્રયાસ કરેલો છે, તે શ્રી બાવાજી સફળ કરે.

લેખક.
સૈયદ બાવાસાહેબ અહમદઅલી.
મુ. પીરાણા.
પો. ગિરિઅથા.
જી. અહમદાબાદ.
દેસ. ગુજરાત.

૭૮૬
યા અલીમદદ.

# શ્રી ઇમામશાહ બાવાના
# પરછા.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો, જુગમાં જાણો અજિતજી
જાગતી જોતતે જાંબુદ્વિપમાં, જાણે ઉગ્યો ઉદ્દેતજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧
ધામ ઘણા ધરતી ઉપરે, તીરથ તીરથના વાટજી;
એવી શુંદર જગ્યા શોભતી, એવો આવે નહિ કંઇ ઠાઠજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૨
રોજા જોઇને રાજી થઇએ, આનંદ ઉપજે મન માંહેજી;
આઠ પોહોરને ચોંસટ ઘડી, સુખે રહીયે ત્યાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૩
પ્રથમ કહું પીરાણા તણું, વિગતે કરૂં વિસ્તારજી;
અલ્પ બુદ્ધિએથી ઓચરૂં, ગોર મોરી લજ્જા રાખણહારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૪
ગોરભિસ્ત થકી આવીયા, આવ્યા દુનિયાની માંહેજી;
હાજર બેગ હજૂરમાં, હૂકમ માને છે ત્યાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૫

હાજર બેગ સોબને આવીયા, આવ્યા વન ખંડિ માંહેજી;
એક લૂટારો ચોર ત્યાં વશે, લૂટવા આવ્યો ગોરને ત્યાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો ૬

સનમુખ આવી ઉભો રહ્યો, તીર ચડાવી કમાનજી;
ત્રિલોકી નાથ જાણ્યા નહિ, કામઠું ખેચ્યું કમાનજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૭

ધણીનો પરછો ત્યાં ઢુંકડો. કામ કેવાં કરે તેણી વારજી;
લૂટારા તણો હાથ ઊંચો રહ્યો, તીર ના છૂટયો લગારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૮

પ્રગટ પરછો જ્યાં દેખાડીયો, આવી પડયો ગોરની પાયેજી;
અનાથ બંધુ ઓળખ્યા નહિ, માફ ગુનો કરો સાહેજી
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૯

અરજ કરી કહું એટલું, ભવોભવ આપનો દાસજી;
અવિચળ ભક્તિ આપો આપની, રાખો ચરણની પાસજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦

અનંત પ્રકારે અરજ કરી, કિપા કરી દયાવંતજી.
સેવક જાણીને સાથે લેવા, ખબર લીધી ખુદાવંતજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૧

પ્રથમ પરછો એવા પૂરીને, આવ્યા સાબરમતિ તીરજી;
ત્યાંરે આવી કામ કેવાં કર્યાં, સુણો સૌ મોમન વીરજી.
*પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૨



રાગ છપ્પો.

હુકમ કર્યો હજુર, હોડીવાલાને ત્યાઇ;
જાવું પૂર નદીપાર, વચન સુણો તું ભાઇ;
હ્યોને ડોઢા દામ, પ્રથમ ઊતારો અમને;
કામ કરો જરૂર, રાજી કરીશું તમને;

હોડી વાલો એમ બોલિયો, વારા ફરતી ઉતરે સહી;
ઉતાવળ હોય જો એવડી, તો મારગ મોકળો છે અહીં. ૧

* શ્રી બાવાજી સાહેબ અમદાવાદથી કાચરબ પધારતાં આ બિના બની છે.

સદ્ ગોર સુણી કાન, વચન બોલ્યા જે એવાં;
હાજર બેગને કહ્યું, કામ કરો કહું તેવાં;
અલી નબીનું નામ, લેઈ પૂરમાં જઈ પડિએ;
ગાડી નાખો પૂરમાં, સહી કોને નવ નડીએ;
નામ નબીનું લેઇ કરી, ગાડી સોત ઉતર્યા સહી;
કહે દીન દાસ એ, સૌ અચરત પામ્યા તહીં. ૨

પ્રગટ પરચો ત્યાંએ, ગોરે દેખાડ્યો જ્યાંહીં;
હોડીવાલો મનમાંહી, વિલાપ કરે છે ત્યાંહીં,
મુજ પાપ તણો નહિ પાર, પ્રભુનાં વચનના માન્યાં
મુજ પાપ તણો નહિ પાર, આદ પુરૂષ નવ જાણ્યાં,
મુજ પાપ તણો પાર આવે નહિ, ઘેર ગંગા આવી સહી;
કહે બંધુ બે અભાગિયા, જગતાર જાણ્યા નહિ. ૩

વિપરીત જોઇને વાત, ગયા ગોર પાસે જ્યાંહી;
ગુનો માફ કરાવવા, ચિત્તમાં એવું ચાહી,
સૌને પૂછતા જાએ, ભલી રીતે પણ ભમિયા;
વાટ ઘાટ સૌ જોઈ, જંગલમાં જઈ ડમીયા,
અકળ કળા એ ગોર તણી, તે કોઈ નવ કળે સહી;
કહું કથા એ તેહને દરશન પણ દીધાં નહિ.* ૪

* આ બિના બન્યા પછી સત્ય ગોર કાચરમ, બાર વર્ષ રહ્યા, હતા ત્યાર બાદ ગિરિમથે પધાર્યા છે.

## રાગ પરછાનો.

પ્રગટ પરછા એવા પૂરીને, આવ્યા ગિરમતે ગામજી;
મુકામ કર્યો સરોવર વિષે, કેવાં કર્યાં તંઈ કામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૩

હુકમ કર્યો હાજર બેગને, જાવા પટેલની પાસજી;
પટેલને જઈ તમે એમ કહો, મુજ ગોર આવ્યા આણે વાશજી
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૪

હાજર બેગ ત્યાંથી ચાલીયા, ગયા પટેલની પાસજી;
હુકમ કર્યો મારા ગુરૂજીએ, આપો મુજને ઘાંસજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૫

ત્યારે પટેલ એમ બોલીઓ, ઘાંસ નહિ મળે કાંઇજી;
સાત દુકાળી કાળ અહિં પડયો, મેહ ના વર્ષ્યો લગારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૬

સાચો હોય જો તારો સતગુરૂ, મેહ વરસાવે આણી વારજી;
ચાર આપું ઘણી પેરની, થાએ અમતમતણું કારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭

શોકાતુર થઇ પાછા ફર્યા, આવ્યા ગુરૂજીને પાસજી;

અબોલા આવીને બેઠા આસને, મનમાં થઈને ઉદાસજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮

અંતર જામીએ ત્યાં જાણીયું, હાજર બેગને પૂંછે વાતજી;
ક્યીરે કારણ શોકાતૂર થયા, વિસ્તારીને કરો વાતજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૯

અરજ કરી ઉભા રહ્યા, ગોર મોરી લજ્જા રાખણહારજી;
મેહ વરષાવો મંચ્છા કરી, તો થાએ આપણું કારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૨૦

ખુશી થઈ ખુદાબંત બોલીયા, નિશ્ચે કરોને નિરાંતજી;
પટેલને જઈ જાહેર કરો, મેઘ મંડાશે મદ્ધ રાતજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો.. ૨૧

આનંદ થઈને ઉઠીયા, ગયા પટેલની પાસજી;
ગોરે કહ્યું એવું જઈ કીધું, તો પટેલે આપ્યો વાંસજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૨૨

રાત પડી રમતમાં, ગોરે કીધી કૃપાએજી;
હાજર બેગની અરજ સૂણી, ગોરે કામ કીધાં તાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૨૩

ઉત્તર માંહેથી ઉલટયો, થૈ રહ્યો છે અંધકારજી.

ધણીના ધૂબાકા ત્યાં વાગીયા, મેહ વરષે મુસળ ધારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો ૨૪

જલવિજલ ત્યાં થઇ રહી, રચી રહી રંગની રેલજી;
ત્રાહી ત્રાહી સૌકો કરે, ત્રાહી કરે પણ પટેલજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૨૫

સલામે આવ્યા સદ્ગોર તણી, મનુષ્ય માત્ર તાંહેજી;
પ્રથમ પટેલ પણ આવીયો. તેં મોટું કૌવતક થાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૨૬

સરોવર પર સદ્ગોર તણો, તંબુ દીઠો તરતાએજી;
અરજ કરી સૌ ઉભા રહ્યા, હવે કેમ કરીને જવાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૨૭

અરજ કરી જ્યાં ઇમામને, ગોરે કરી છે કૃપાએજી;
રૂમાલ નાંખીને બોલાવિયા, લળી લળી સૌ લાગે પાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૨૮

ભલે પ્રભુજી પધારીયા, અમ સેવકની લેવા સાએજી;
ભલેરે ભુતળ વિષે આવીયા, કૃપા કરી આપે રાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૨૯

પાએ નમી પટેલ બોલીઓ, ગોર માગું એક વચનજી;
આપ ફરમાવો તે ફ્રાજીએ, પાપી કરો પાવનજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો ૩૦

ખુશી થઇ ગુરૂજી બોલીયા, મારે જોઇયે નહી કાંએજી,
તીર ફેંકું મારો જ્યાં પડે, જગ્યા બંધાવું ત્યાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૩૧

એવી રીતે કરાર કરી, કબુલ કર્યું સર્વે ત્યાંએજી;
પટેલ પણ પાએ લાગીઆ, આનંદ ઉરમાં ન માએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૩૨

ત્રિલોકીનાથેતીર ફેંકીઆ, જઇને પડ્યો છે જે ઠારજી:
તેરે ઠેકાણે મોટો સિંહ વસે, પંથે પાડ્યો તેણી વારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૩૩

ગોર બ્રહ્મા પ્રગટ થયા, શુંદિર બનાવ્યું ત્યાં ધામજી:
જયજયકાર સૌને વાપિયો; તે પીરાણા પાટણ નામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૩૪

એક વાર તે જગ્યા વિષે, મહેનત કરતા મજુરજી;
ગાદી હેઠેથી નાણું આપતા, પાસે બોલાવી હજૂરજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૩૫

એક મજુરે મન વિચારીયું, ગાદી હેઠે નાણું અપારજી;
રાત પડે આવી લેઇ જઉં, એવો કર્યો છે વિચારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૩૬

રાત પડે તે આવીઓ, ઓહી તપાસ્યું તમામજી;
એકે પૈસો પણ જડયો નહિ, કઉત્તક કર્યું ગોર ઇમામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૩૭

સાંજ બીજી જ્યારે પડી, મજુરને આપે છે દામજી;
ચોર મજુરને બોલાવીયો, બમણું આપે તેને દામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૩૮

તે મજુર ત્યારે બોલીયો, બાવા બમણું ના હોયેજી:
ચોર મજુરે વિચારીયું, આ કારણ શું કેહેવાયેજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો ૩૯

ત્યારે ગોરઇમામશાહ બોલીયા, અચ્ચા તેરી બોહોત મજુરીજી
રાતે શંકટ તને બહુ પડયો, માટે લોને બમણા દામજી
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૪૦

એવી રીતે મજૂરીની, ખબર લીધી ખુદાવંત્તજી:
દોષ દિલમાં તેનો નવ ગણ્યો, આપ થયા દયાવંત્તજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો ૪૧

એક શમે મહમ્મદ બેગડો, અમદાવાદનો બાદશાહેજી;
પારખાં લેવા પંડે આવીયો, તે આવ્યો તેણે ઠાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૪૨

મહમ્મદ બેગડો એમ બોલીયો, ભલા જમોને ભોજનજી;
એમ કહીને આગળ ધર્યું, કપટ કરી આવ્યો મનજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૪૩

ત્રિલોકીનાથે ત્યાંજાણીયું, બાદશાહ આવ્યોપારખાંલેવાયજી:
શ્રોતાજન સૌ સાંભળો, ધણી મારે કરી છે કૃપાએજી.
પ્રગટ પરછોરે ગોરઇમામનો. ૪૪

ત્યારે ગોર ઇમામશાહ બોલીયા, સભા સુણો સૌ તમામજી:
કાએકું બચ્ચારે બિલ્લી મરપડી, ઉઠ જા તેરે મૂકામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૪૫

ગોર મુખથી જ્યાં બોલીયા, આજશ મરડીને ઉભી થાએજી:
ઉઠી આવી ગોરને પાએ પડી, ત્યાંથી ચાલી તે જાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૪૬

પ્રગટ પરછો જ્યારે દેખાડીઓ, સૌને થયો છે આનંદજી;
બાદશાહાનું મન માન્યું નહિ, એવો છે મતિ મંદજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૪૭

બીજું ફરીને કઉત્તક કર્યું, મ્વંશ લાવ્યો તેણી વારજી;
રકેબી મ્વંશની મુકી આગળે, ભોજન જમો શુંદિરસારજી.
. પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૪૮

ધણીનો પરછો ત્યાં ઢુંકડો, ધણી મારો કેવાં કરે કામજી;
રૂમાલ ઢાંકેલો ઊઘાડીયો, લવિંગ સોપારી તમામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૪૯
સભા સૌને વહેંચી આપીયું, લળી લળી સૌ લાગે પાએજી.
જગત ઓધારણ ભલે આવીયા, ધન્ન ધન્ન જુગ રાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો ૫૦
ફરી પરછો એવો પુરીયો, બાદશાહ બુજ્યો નહિ મન માંહેજી;
ત્રીજું કૌતક ફરી તેં કર્યું, સભા સૌ બેઠી ત્યાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૫૧
ઝેર દુધમાં નાખીયું, પાવા લાવ્યો ગોરને પાસજી:
મીઠા મેવા જુગતે જમો, દિલમાં ધરી કૂડી આશજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૫૨
ગોર બ્રહ્મા ઝેર પી ગયા, સ્કંલ્પ કરી ગયા આપજી;
સભા સહુ અચરત થઇ, છે કોઇ પીર આપો આપજી,
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૫૩
સભા સૌ ખુશી થઈ, લળી લળી લાગે સૌ પાએજી;
દયાવંત્ત દિલમાં દયા કરો, કોટિક પાપ તે જાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૫૪

અવતાર થયો અવની વિષે, પધાર્યા ભકત તારણહારજી,
ધન્ન તાત માત અમ તણા, આપે દીધા છે દિદારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૫૫
બાદશાહ પગે પડયો ગોર તણે, ઘણી કરે છે અર દાસજી;
અનાથ બંધુ માંગુ એટલું, માફ ગુનો કરો હું દાસજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૫૬
જગતતારણ જાણ્યા નહિ, ના જાણ્યા ત્રિભોવન રાએજી:
દાસ ઉપર દયા લાવીને, આપ દિલના દરિયાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૫૭
અરથ ગ્રથ માંગો ઉલટથી, આપું ગામ ને ગરાશજી;
આપ ફરમાવો તે હાજર કરૂં, રાખો ચરણની પાસજી,
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૫૮
ગોર બ્રહ્મા એમ બોલીયા, મારે જોઇએ નહિ કાંએજી;
રાજી ખુશીથી તમો રાજ કરો, જાઓ તમારે તમઠાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૫૯
એમ કરી પ્રણાવીએ, બાવા બેટી અમ આશજી.
અરજ માંગી ત્યાંથી ચાલીયો, ગયો પોતાને અવાસજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૬૦

પ્રગટ પરછો એવા પૂરીયા, ધણી મારો કેવાં કરે કામજી:
અકળ કળા કોઈ નવ કળે, ધન્ન ધન્ન ગોર ઈમામજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૬૧

મોટું કામ એક ગોરે કર્યું, એ છે અનાથનો નાથજી.
કોઈ આવે તેના ચરણ વિષે, ધણી મારો હેતે ઝાલે હાથજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૬૨

રહેવાશી લોઢગર શેહેરના, લવાણા બ્રાહ્મણની નાતજી;
તેનાં ગોરે કામ કેવાં કર્યા, શુણો મુમન તેની વાતજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૬૩

સરવે મળી સંઘ કાઢીયો, ચાલ્યા કાશી તીરથ વાટજી;
ચાલતાં ચાલતાં ત્યાં આવીયા, આવ્યા પીરાણાને ઘાટજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૬૪

પડાવ કર્યો પાદર વિષે, સંઘ ઢળીયો તમામજી;
દર્શન કરવા સૈ જન ચાલીયા, શુંદિર જોવાને ધામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૬૫

સંઘવી સર્વ ત્યાં આવીયા, શુંદિર જોયો મુકામજી;
સલામ કરે ત્યાં સહૂ ગોરને, પૂછે ગોર ઈમામજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૬૬

ખુશી થઇ ખુદાવંત બોલીયા, કોન મુલક સબ રેહનાજી;
કોન મુલક જાના તુમ સહી, કયા કારણ હે બતાનાજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૬૭

સંઘવાળા સર્વ ત્યાં બોલીયા, ઉત્તર દીધો તેણી વારજી;
કાશી તીરથ બાવા જે કહિયે, હમારે જાવું છે તે કારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૬૮

દિદાર કરવાને આવીયા, જોવા જગ્યા તણો ઠાઠજી;
કાલે અહીંથી હમો ચાલશું, જાશું કાશીતીરથ વાટજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૬૯

ત્યારે ગોર ઇમામશાહ બોલીયા, પ્રેમે જોઇ સૌનાં મનજી;
કૃપા પ્રગટ દાસ ઉપરે કરી, મેહેર કરી તેણે દનજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૭૦

તીરથવાશી સબ સુણો, તુમે જાણો કાશી વાટજી;
દિદાર પાવોગે કાશીતણા, ઇચ્છા હોયગી સબ સાથજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૭૧

સદ્ગોરને સૌ પાએ પડયા, અરજ સુણો સરદારજી;
દરશન દેખાડો કાશી તણા, દયા કરીદો દિદારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૭૨

અરજી કરી તે ઇમામને, દયાવંત દુઃખ કરો દુરજી;
આપ ફરમાવો તે કીજીએ, પ્રેમ ભક્તિ જોઇ ભરપૂરજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૭૩

ત્યારે ગોર બ્રહ્મા એમ બોલીયા, અબી જાઓ તુમારે મુકામજી;
ઇચ્છા હોગી શો પાવગે, કલ કાશીકા દેખો ધામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૭૪

વચન સુણી સૌ ગોર તણા, આવ્યા પોતાને મુકામજી;
એરે વાતતો એટલે રહી, ધણી મારો કેવાં કરે કામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૭૫

દુઃખ નીવારે દયા કરી, એછે અનાથોનો નાથજી;
કૃપા કરી દાસ ઉપરે, ધણી મારો હેતે ઝાલે હાથજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૭૬

ગોર બ્રહ્મા અંતરધ્યાન થઇ, આપે પોહોચ્યા વૈકુંઠ ધામજી;
ચરિત્ર એનાં કોઇ જાણે નહિ, ગયા સેવકને કામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૭૭

આપે જ્યાં અંતરધ્યાન થયા, નામળે જગ્યામાં તે વારજી;
કાકા સહુ શોધવા લાગીયા, કારણ બન્યું શું કિરતારજી,
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૭૮

શોકાતૂર સૌ સેવક થયા, મનમાં થયા બહુ ઉદાસીજી;
વિલાપ કરી ઠામોઠામ જુએ,ગયા કયાં જાંબુદ્વિપના વાસીજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૭૯

અરજ કરે સૌ ઈમામને, ગોર મોરી લજ્જા રાખણહારજી:
છલ કરીને અમને છેતર્યા, એમ ના કીજે કિરતારજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૮૦

વૈકુંઠપતી વિચારીએ, લજ્જા રાખો આણીવારીજી:
નહિ આવો અવશર વિષે, લજ્જા જાશે તમારીજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૮૧

દુઃખ નીવારે દયા કરો, પધારો પીરાણાની માંહેજી:
આવે અવસરે જો આવો નહિ, દેહ તજીએ હમો આંહેજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૮૨

એવી ટેક અંતરમાં ધરી, બેઠા આશન વાળીજી;
નામ ઈમામનું લેઇ કરી, લે છે હાથમાં પાળીજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૮૩

પોકાર કરે સૌ સેવકો, આપે જાણ્યું વૈકુંઠવાશીજી;
ભીડ પડીરે મારા ભકતુંને, દુઃખે દુભાણા મમદાસજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૮૪

એવું જાણી આપે આવીયા, પ્રગટ થયા પીરાણા માંહેજી;
ભિસ્ત થકીરે ગંગા લાવીયા, રાખી પોતાની ત્યાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૮૫

દિદાર થયા સૌ દાસને. કૃપા કરી તેણી વારજી.
પ્રેમ સહિત ગોરને પાએ પડયા, થઇ રહ્યો જયજયકારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૮૬

ધન્ન ધન્ન વૈકુંઠનાથને, ધન્ન ધન્ન ગોર ઇમામજી;
ભક્ત કારણ કામ કેવાં કર્યાં, ગંગા લાવ્યા ભિસ્તથીભોમજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૮૭

એ વાત તો એટલે રહી, તિર્થવાશીનું થયું કામજી;
ગુરૂને પરતાપે સૌ બની રહ્યું, સર્વે સૂતાછે જામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૮૮

## રાગ દોહરો.

દેવ ઘણા દુનિયા વિષે, ગણતા ન આવે તોક;
પરગટ દેખો પારખું, ગોર ઇમામ છે એક. ૧

જુગમાં જાણો એક હે, અવરમાં જાણો કોઇ;
ગોર એરને દો માનશે, દોજક જાશે સોઇ. ૨

રાગ છપ્પો.

ભરનિંદ્રા ભરપૂર, સૌ સૂતા છે જ્યાંહી:
ત્રિલોકીનાથે તત્તકાલ, માયા રચાવી ત્યાંહી.

બન્યું કાશીપુર ધામ, મુકામ બન્યા ત્યાંબંકા;
તેને કરતાં શીવાર, દેસમાં જસના ડંકા.

ભકત કારણ કામ કેવાં કર્યાં, ધન્ન ધન્ન ધણી કહેવાય છે:
કહે બંધુ તિર્થવાશી તણા, જન્મનાં દુઃખડાં ટળી જાય છે. ૧

સુકરિત કરીને કામ, મુકામ પોતાને આવ્યા:
ટાળ્યા ત્રિવિધીતાપ, મહા અમ્મર ફળ પાવ્યા.

તેના પુન્ય તણો નહિ પાર, હેતે ગોરે હાથ ઝાલ્યો:
તેના પૂન્ય તણો નહિ પાર, ચોરાસી ફેરો ટાલ્યો.

અમ્મર ડંકો દેઇ કરી, રાતે સૂતા સૌ સહી:
કહે બંધુ પ્રભાતમાં, કૌત્તક કશું ભાળે નહિ.

રાગ પરછાનો.

સૂતા કેડે ગોરે શું કર્યું, માયા સંકેલી તેણીવારજ:
સૌ સૌને ઠેકાણે થયા, કામ કેવાં કરે કિરતારજ.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૮૯

સૂતા સવારે સૌ જાગિયા, કૌત્તક મોટું કહેવાયેજી;
આરે કારણ શું નીપનું, ગોરે કરી છે કૃપાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૯૦

એવું જાણી ત્યાં સૌ આવીયા, આવ્યા ગુરૂજીની પાસજી;
પ્રેમ સહિત ગોરેને પાએ પડયા, છૈયે તમારા દાસજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૯૧

ભલે પૃથ્વીમાં પ્રગટ થયા, સેવકની કરવા સાએજી;
સેવક જાણી રાખ્યા ચરણ વિષે, ધન્ન ધન્ન જાંબુદ્વિપના રાયેજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૯૨

રાગ છપ્પો.

ધન્ન ધન્ન ગોર ઇમામ, પ્રથમ દિદારજ પાયા;
ધન્ન ધન્ન તમ પ્રતાપઃ કાશી દિદાર દિખાયા.
ધન્ન ધન્ન તમ પ્રતાપ, સ્નાન ગંગામાં કીધાં;
ધન્ન ધન્ન તમ પ્રતાપ, દાન બ્રાહ્મણને દીધાં.
પ્રગટ પ્રતાપ છે તમ તણો, દાસ હદે દેખ્યો સહી;
કહે બંધુ કોઇ કળા કળે, ભોમી ઉપર ભાળ્યો નહિ. ૧

## રાગ પરછાનો.

અનંત પ્રકારે અરજ કરી, ભવોભવ આપના ગુલામજી:
કૃપા કરીને સેવક કરો, અરજ સૂણો ગોર ઇમામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૯૩

પ્રબોધ દીધો પ્રેમથી, જનોઇ ઉતારી છે ત્યાંએજી;
નામરૂપી જનોઇ પેરીએ, એવું બોલ્યા સૌ ત્યાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૯૪

સર્વે જનોઇયું ઉતારીયું, ઉતારી મણ તે સવાએજી:
ત્યાંથી સૌએ ગોર થાપીયા, સેવક થયા સૌ ત્યાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૯૫

ગોરે સૌ સેવક તણા, ખોજા ઠક્કર ધરાવ્યા નામજી:
જગત તારણ છે રે જાગતો, ધણી મારો કેવાં કરે કામજી:
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૯૬

પરજો ગોરનો જાહેર છે, નાંનાં રોજાની માંહેજી:
હાલ જનોઇ છે કાયમ તહીં, જૂવો સૌ તમે ત્યાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૯૭

પછે ગોરે શું કર્યું, ગંગાતણું વરણનજી;
સેવક સારૂં ગોરે કેવું કર્યું, સુણો સૌ એક મનજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૯૮

ગોરે કુવો ગળાવીઓ, ગંમવો કુવો જેનું નામજી;
થોડી ગંગાજી માંહે મુકીયા, બીજી કબરની વામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૯૯

ધન્ન ધન્ન ગોર ઇમામદિન; ધન્ન ધન્ન તમારો અવતારજી;
ભકતું કારણ કામ કેવાં કર્યાં, દુઃખની વારે તું દાતારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૦

પાંચ સેવકે પીર ઓળખ્યા, વિગતે કહું તેમનાં નામજી:
શ્રોતાજન સૈ સાંભળો, ગોરે કર્યાં તેમનાં કામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૧

હાજરબેગ હજુરમાં, પ્રથમ હતા ગોરની પાસજી:
સત્ મુસલમાન તેતો સહી, દુજા નાયા કા । દાસજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો ૧૦૨

તે પણ જાતે કોળી હતા, ગોરે હેતે ઝાલ્યો હાથજી:
ત્રીજો સેવક લેવો કણબી કૈયે, સાણા કાકા જે સાથજી:
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૩

ચોથા સેવક ભાભારામ કૈયે, તે પણ કણબી કહેવાયેજી:
પાંચમા સેવક ફીફીબાઈ કહીયે, ભાભારામની બેન થાયેજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૪

સેવા કરી પાંચે ગોર તણી, પ્રેમ ભક્તિ ભરપૂરજી;

સેવક જાણીને વચન દીધાં, દોહેલાં દુઃખ કર્યા દુરજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૫

સત્ગોર મુખથી ઓચર્યા, સુણો હાજર બેગ હજુરજી:
અમે કૈયે તે તમે પામશો, નિશ્ચે જાણજો જરૂરજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૬

હક થાશે દેહ જ્યારે માહરો, દેહ પછી પડશે તમારોજી:
વીસ કદમ છેટે તમતણી, કબર થાશે વચન હમારોજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૭

પેહેલી સલામ તમને ભરે, ફુલ ચડે કબર તમારીજી:
પેહેલાં આવી સૌ તમને નમે, પછે નમે કબર હમારીજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૮

કબર તમારી ઉપરે, ગમે તેવો પડે તાપજી;
શીતળ સદા રહે કબર તમતણી, એવું મોટું રાખ્યું માપજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૯

સેવકને સનમાન દીધા, વચન પ્રમાણે થયું તેમજી;
પેહેલી સલામ હાજરબેગને, શીતળ કબર છે હિમજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૧૦

હાજર બેગને વેણ આપીયું, નાયાકાકાને કીધા ન્યાલજી:
અખંડ ભક્તિરે ભલી એમની, અંત્તરે ઉપન્યું વ્હાલજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૧૧

નાયાકાકાને ગોરે એમ કહ્યું, કાનમ પરગણે કુકશ ગામજી;
તેં જાઓ વચન અમતણો, શું દિર બનાવો જઇ ધામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૧૨

માનતા ચાલશે તમ તણી, માણસ મળશે અપારજી;
એવા ગોરના અમુલમાન મળ્યા,નાયાકાકાનો ધન્ન અવતારજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો ૧૧૩

શાણા કાકા જે સેવક કૈયે, ગોરે આપ્યું અવિચળ વચનજી;
પ્રેમ ભક્તિરે ભલી એમની, કૃપા કરી રીઝયા મનજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૧૪

ખુશી થઇ ખુદાવંત બોલીયા સેવજો ગાદી સત્ ઉપાએજી;
ધન્ન ધન્ન અવતાર શાણાકાકાનો, ધણી મારે કરીછે કૃપાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૧૫

સોંપી મુજાવરી પ્રેમથી, સેવક મોટા નિમ્યા ત્યાંએજી,
ભક્તિ આધીન ભગવાન છે, કરે સેવકની શાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૧૬

કણબી કહેવાય જાતના, ગોરની સેવા બહુ સારજી;
દુઃખડાં ટાળી અવિચળ સેવા સોંપી, સેવા ફળ પામ્યા સારજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૧૭

પછી ભાભારામ ભક્ત ભલા, ગોરે વેણ આપ્યું એમજી;

તમેરે જાઓ ચલોતર વિષે, હું કહું તે કરો તેમજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૧૮

પેટલાદ પ્રગણા વિષે, દેવાગામ કહીયે નામજી;
ત્યારે જઇને મુકામ કરો, ભલા બનાવોને ધામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો ૧૧૯

ફીકીબાઈ સેવક કૈયે, ભાભારામની બેન થાએજી;
તેને ગોરે વચન એ કહ્યાં, ફીકીબાઇ સુણો તાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૨૦

સત્ત ગોર મુખેથી બોલીયા, અબી સુણો ફીકી બાઇજી;
દેવા ગામથી એક ગાઉપર, ગામ વશાવો તમે તાંઇજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૨૧

અમરા જેવી ત્યાં તમતણી, માનતા ચાલશે મનમાનીજી.
જાત્રા કરવા સૌ જન આવશે, ગુણ ગાશે ગુણી જાણીજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૨૨

ભાઇ બેન બે આન્નંદ થઇ આવીયા, ગોરે કીધું તે ઠામજી;
ત્યાંરે આવીને મુકામ કર્યો, શુંદિર બનાવ્યું એક ધામજી.
પ્રગટ પરછોરે ગોરઇમામનો. ૧૨૩

ગાઉપર ફીકીબાઇએ, શુંદિર વસાવ્યું એક ગામજી;

તેરે ગામનું તમને કહું, ફીકીબાઇની રૂણ નામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૨૪

પ્રેમે સુખ પમાડયા પાંચને, કૃપા કરી શંકટ કાપ્યાજી;
સેવક પોતાના જાણી કરી, વાલે મારે આનંદ આપ્યાજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો ૧૨૫

ફળ મળ્યું સેવા તણું, મનમાં જુઓ સૈ વિચારીજી;
બંદગિ કરો તો બાત્રો બેડી તારે, એવા ગોર ઉપકારીજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૨૬

એવું જાણી સૈ મુમનો, નિત્ત નિત્ત ગોરનું લીજે નામજી:
ગોરનર સાચા કરી માનજો, તો જાશો વૈકુંઠ ઠામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૨૭

એવા કામતે કાયમ છતાં, ગોર મારે કીધાં છે અપારજી:
પડદે થયા પછી શું થયું કલીકાલ મોઝારજી.
પ્રગટ પરછોરે ગોરઇમામનો. ૧૨૮

એક સમે ગોરો આવીયો, આવ્યો જગ્યા મોઝારજી:
જોડા સહિત પંન્ડે આવીયો, બીકના આણી લગારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૨૯

કાકા સર્વે કેકેવા લાગીયા, જોડા ઉતારોને બારજી;

અમારા ગોર બેઠા રોજા વિષે, એમ કહ્યો વિચારજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૦

ગોરાએ કહ્યું કર્યું નહિ, ગયો રોજાની માંહીજી;
ગુરૂજીએ પરછો દેખાડીયો, દેખાડયો છે ત્યાંહીજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૧

ગોરો ત્યાંથી ચાલીઓ, ગયો પોતાને મુકામજી;
તંબુ નાખ્યો તો પાદર વિષે, નાખ્યો તો ગિરમતે ગામજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૨

રાત પડે ગોરો સુઈ રહ્યો, સુતો નિંદ્રા ભરપૂરજી;
ધણી મારે ઢોલિયો ઉડાડિયો, ઉડાડયો સીમાડા તે દૂરજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૩

એક તરફ ઢોલીઓ જઈ પડયો, આપ પડયો જઈ એકાંતજી:
માનવી કોઇ દીઠું નહી, ગોરનું રાખ્યું ના માપજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૪

સુદ્ધ આવી શરીરને, જુવે ચારે પાસજી.
બીજું કાંઇ નજરે ભાળે નહિ, ભાળે ભોમીને આકાશજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૫

અરજ કરી ત્યાં ઈમામને, પાછો આવ્યો ગોરને પાએજી;

બન્યો ગુનેગાર તમતણો, માફ ગુનો કરો સાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૩૬

ત્રિલોકીનાથ જાણ્યા નહિ, ના જાણ્યા જુગનો કિરતારજી;
મુર્ખ મનમા સમજ્યો નહિ. કહ્યું કર્યું નહિ લગારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૩૭

સત્ ગોરને છત્ર બંધાવીયું, વિનતી કરે વારંમવારજી;
દાસ જાણીને દયા કરો, ત્રિલોકી તારણહારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૩૮

વિધ વિધ પેરે વિનવે, દુર કર્યું ગોરે દુઃખજી;
કૃપા દ્રષ્ઠ દાસ ઉપરે કરી, ત્યારે સરીરે થયું સુખજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૩૯

એવી રીતે તેને સુખ થયું, એવા પ્રમ સુખકારીજી;
પારખાં લેવા આવ્યો ગોરતણા, પરછો દેખાડી કર્યું સુખભારીજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૪૦

એવા પરછાતો અપાર છે, કેટલા કહુ વિસ્તારીજી;
એટલી બુદ્ધિ પહોંચે નહિ, થોડું કહું વિસ્તારીજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૪૧

એક સમે એ જગ્યા વિષે, ગોરે કર્યું એક કામજી;
પ્રગટ પરછો એવો પૂરીયો, સુણો મુમનનામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૪૨

ઘનગરો ઘણીનો કૈયે, બાવન ગજનો વિસ્તારજી;
ઉપર ચક્ર ચડાવવા, મનુષ્ય મળ્યું છે અપારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૪૩

મેહેનત કરે સૌ મળી, ચક્ર ચડાવવા તેણી વારજી:
ઘણાં પ્રાક્રમ ત્યાં કર્યાં, ચક્ર ચડયું નહિ લગારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૪૪

ચક્ર જ્યારે ચડયું નહિ, સર્વ વિચારે મનમાહીંજી;
એક ઉપાએ ચાલ્યો નહિ, નકલ લોક તેડયા તાંહીજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૪૫

મેહેનત કરી ત્યાં અતી ઘણી, ચક્ર ચડયું નહિ જ્યાંએજી:
શોકાતુર સૌ સેવક થયા, કામ બને કેવાં ત્યાંએજી.
પ્રગટ પરછો ગોર ઇમામનો. ૧૪૬

અરજ કરે ત્યાં ઇમામને, તું છું જુગનો આધારજી:
ચક્ર ચડાવ્યું ચડે નહિ, કારણ બન્યું શું કિરતારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૪૭

દુનિયામાં કોઇ બીજો નહિ, તુજ વીનાં ત્રિભુવનરાએજી;
તારા નામનું ચક્ર ચડે નહિ, કારણ આ શું કહેવાયજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૪૮

અરજ સુણી સેવક તણી, વારે ચડયા તેણીવારજી;
ફકીરી વેષે પંડે આવીયા, આવ્યા જગ્યામાં તેણીવારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૪૯

ભેગા થયા સો મળી, આપે બોલ્યા ત્રિલોકી નાથજી;
કેમરે કારણ શોકાતુર થયા, એવું પૂંછયું સોને સાથજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૫૦

એવી રીત જ્યારે પૂંછિયુ, સોકો બોલ્યા ત્યાંએજી;
ચક્ર ચડાવવા મેહેનત કરી, એકે ચાલ્યો નહિ ઉપાયેજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામાનો. ૧૫૧

એવું સુણી આપે ભાચર્યા, સરવે સુણોને તમામજી;
મેહેનત કરીયે ચાલો સો મળી, નામ લેઇ ને ઇમામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૫૨

ગોરે સેવકને સમજાવિયા, આજ કળજુગ અવતારજી;
ગઇ પૂજા તમે કેમ કરો, કાઢો તેને બહારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૫૩

સેવક સાએ વિચારિયું, સત્ય કહે છે આ કોઇજી;
ભૂલ થઇ સ્વામી અમતણી, આપે સત્ય કહ્યું જોઇજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૫૪

મૂરત કરાવેલ બ્રાહ્મણ કને, તેનો ઉથાપ્યું તેણીવારજી;
પરસાદ પીરનો ત્યાં કર્યો, સૈયદ તેડયા તેણીવારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૫૫

એ પછી સૌ ઉઠીયા, ચક્ર ચડાવે તેણીવારજી;
આપે હાથ જયારે અડાડીયા, ચક્ર ચડયું તેણી વારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૫૬

એકદમ ચક્ર ચડયું, આનંદ થયો સૌને ત્યાંએજી;
તેરે સમે એ ગોર તણો, મરમના જાણ્યો લગારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો, ૧૫૭

પછી આઘેરા ચાલીયા, અલોપ થયા ગોર ઇમામજી;
સોધ્યા પણ જડયા નહિ, બધે તપાસ્યું તમામજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૫૮

એવી રીતે ગોરે કામ કર્યાં, કુડા કલજુગની માંહેજી;
આપે પ્રગટ જાંબુદ્વિપમાં, પરછો દેખાડયો ત્યાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૫૯

એ પછી એક અવસર વિષે, ગોરે કર્યું એક કામજી;
કલજુગ કુડો ઘણો વાપીયો, તેમાં ગોરે કર્યાં નામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો, ૧૬૦

હતી વાત પરથમ જેવી, તેવી કીધી છે વિસ્તારજી;
માટે આ સૌને અરજ કરૂં, દોષ ના ગણશો લગારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો, ૧૬૧

સંવત વિક્રમનો જે કૈયે, ઓગણીસે ચોતરીશની સાલજી;
માસ ભાદરવો ભરપુરમાં, કામ બન્યું એક વિશાલજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો, ૧૬૨

નથુ કાકા જ્યારે હક થયા પછી, એ જગ્યા ખાલી થાએજી:
સર્વે ત્યાં એ વિચારીયું, સેવા સોંપ્યાનો ઉપાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો, ૧૬૩

જમાત સર્વને તેડાવીઆ, આવી મળ્યા સર્વે ત્યાંએજી;
સર્વે મળી વાત એક કરે, મલીયા છે સર્વે જ્યાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૬૪

ઠરાવ કરતાં થંભી રહ્યા, દિવસ ત્રણ થયા ત્યાંહેજી;
માંહે માંહે મતે બોલીયા, અતી અકળાયા ત્યાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૬૫

મત નાં ચાલ્યો મોટા તણો, ગોરે જાણ્યું ખોટું કહેવાજી;
દ્રઢ ભરૂસો દેવા દાસને, ધણી મારો કરે છે સાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૬૬

શું જાણે સહુકાર સેઠીયો, ગીરમથા ગામનો રહેવાશીજી;
ગોર સ્વપનામાં તેને આવીયા, વાત કરી છે વિસ્તારીજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૬૭

તું જા ભાઇ જગ્યા વિષે, વિવેકે કરો જઇ ને વાતજી;
કહ્યું તે પ્રમાણે તમે જઇ કહો, તેં સૌ મલી છે જમાતજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો ૧૬૮

વાદ વિવાદ કરવો નહિ, કહ્યા પ્રમાણે કરો કાજજી;
રોજા સદ્ગોરનાં સામા રહો, બેડી પેરો સૌ આજજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૬૯

સન્મુખ થઇ ને ચલાવજો, બેડી ટૂટે જેની ત્યાંએજી;
બેડી ટૂટે તે અમ તણો, સત્ય સુજાવર કહેવાએજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૦

એ રીતે જઇને કહો, ગોરે કહ્યું સ્વપના માંહેજી.
પ્રભાતે આવ્યો પોતે પ્રેમથી, આવ્યો રોજાની માંહેજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૧

જાણ કરી સૌજમાતને, વિસ્તારી કીધી વાતજી:

વાત સૂણી સહુકાર તણી, ખુશી થઇ છે જમાતજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૨

વાત ગમી સૌ સાહાતને, વળી કાકા સૌને ત્યાંએજી;
એવું સુણીને આનંદ થયા, બેડી પેરાવ્યાનો ઠરાવજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૩

સૈયદ સૌ ભેગા થઆ, કાકા બોલાવ્યા સૌ ત્યાંએજી;
બેડી પેરી સ્નમુખ ચાલે, ધણી મારે ઝાલી છે બાંએજી,
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૪

બેડી પેરીને એક ચાલીયો, રોજા સામું તેણી વારજી.
પ્રગટ બેડી પણ ટૂટે નહિ, બીજાને પેરાવે તેણી વારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૫

તેની પણ ટૂટી નહિ, એકાએક પેરી તમામજી;
કોઇની બેડી પણ ટૂટી નહિ, રહ્યા કરમસી એકનામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૬

બેડી જ્યારે ટૂટી નહિ, સરવે થયા મન ઉદાસજી;
સર્વે પડયા વિચારમાં, ગોરને કરે છે અરદાસજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૭

રાગ છપ્પો.

ધન્ન ધન્ન ગોર ઇમામ, અરજ સુણોને અમારી:

આ અવશરમાં આજ, લજ્જા જાએ તમારી;
કલી કાલમાં કામ, કોઈ આવું નવ કીજે;
દયા કરી દિલમાંએ, દ્રઢ ભરૂસો દીજે;
સાચા કરો હો સમરથ ધણી, આજ કઠણ કળીકાળમાં;
કહે બંન્ધુ દો પારખું, આપે છો પ્રગટ હાલમાં. ૧

રાગ પરછાનો.

એવી રીતે જ્યારે અરજ કરી, ગોરછે લજ્જા રાખણહારજી;
સેવક સર્વની સાએ કરી, વેગે આવ્યા આણી વારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૮

સાહાત સર્વે ફરમાવીયું, કાકા કરમસીને ત્યાંએજી;
બેડી પેરો તમે પ્રેમથી, રાજી થઈ કહિયે આંહેજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૯

કાકા કરમસી ત્યાં બોલીયા, જમાત સુણો તમામજી;
એવું મારે ભાઇ નવ જોઇએ, કહું છુ ગરીબ અકામજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૦

જ્યારે સાહાતે ફરમાવીયું, બેડી પેરી તેણી વારજી;
અરજ કરે ગોર ઇમામને, દાસની વેગે કરો સારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૧

સ્તુતી સુણી સેવક તણી, ધણી મારે કરીછે કૃપાએજી;

નામ ઇમામનું લેઇ ચાલીયા, બેડી ભાંગી છે ત્યાંએજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૨

જયેજયકાર ત્યાં થૈ રહયો, આનંદ થયો સૌને ત્યાંએજી;
નગારા નોબત ડંકા વાગીયા, આરતી ગોરની ઉતરાએજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૩

સાહા તે મળી ગાદી કને, કરમસી કાકાને બેસરાવેજી;
નામ ઇમામનું લેઈ કરી, પ્રેમે મુજાવર ઠરાવેજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૪

ધન્ન ધન્ન ગોર ઇમામને, ધન્ય ધન્ય તમારા તે દાસજી;
દેવ ઘણા છે દુનિયા વિષે, પ્રગટ પરછાની અહી આશજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૫

પ્રગટ પરછા એવા પુરીયા, ગણતા ગણી ના શકાએજી;
અકળ કળા છે એ ગોરતણી, પ્રમ જાણે નહિ કોએજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૬

એ પછી આરસ પાહાણનો, પરછો પૂર્યો આણે વાશજી;
આરસ જોઇએ રોજા કને, સૌ કહે કયાંએ ધરવી આશજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૭

સ્વપનાંમાં ગોર આવીયા, આવાં બોલ્યા વાણજી;
રોજા થકી નૈરૃત્ત ખુણમાં, આરસની છે ખાણજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૮

તે પ્રમાણે ખોદીયું, નીસર્યો આરસ તમામજી;
તેરે લાવી રોજા આગલે, ચોરસી બંન્ધાવી છે ધામજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૯

એવા પરછા ઘણા પૂરીયા, ગણતા ગણતી ના થાએજી;
એમાં કાંઇ અચરત નહિ, એતો આદ કહેવાયજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૯૦

પરછા તેવા કહી શકું, તેટલી પહોંચે ના બુદ્ધજી;
મતી મને ગોરે જેવી આપી, તેટલી વિસ્તારી સુદ્ધજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૯૧

શ્રોતાજનને અરજ એટલી, દોષ ના ગણશો લગારજી;
વાત જેવી હતી, વૃણવી કર્યોછે વિસ્તારજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૯૨

દાસ આપનો એમ બોલીયો, અરજ સૂણો ગોર ઇમામજી;
દાસ ઉપર દયા લાવીને, ધાર્યો ધણીએ ગુલામજી.

પ્રગટ પરછોરે ગોરઇમામનો. ૧૯૩

કરજોડી કહિયે એટલું, દાને ભક્તિ ભરપૂરજી;
એટલું માંગુ હું આપ કને ક્ષલ ચોરાસી કરો દૂરજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૯૪

અરજ માંગીએ એટલી, જમાતને દેઇ આશિષજી;
ભૂલ ચુક મારી જેટલી, માફ કરજો તપાસીજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો, ૧૯૫

પીંગળ પાઠ જાણું નહિ, માત્રા અક્ષર ગણુ નાંહીજી;
મોટા શાસ્ત્ર પણ શિખ્યો નહિ, શિખ્યો નહિ કુરાનજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો ૧૯૬

દોર આગળ જેમ તાંતણો, મેરૂ આગળ જેમ તૃણજી;
બુદ્ધિ પ્રમાંણે એમ બોલીયો, જેમ તેમ આ વૃણજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૯૭

ઓગણીઆડત્રીસનીસાલમાં,શ્રાવણસુદ બીજસોમવારજી;
તેરે દિવસે પુરણ થયું, ગોરની બોલો જયજયકારજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૯૮

સત્પંથ સેવો સાચશું, ગોરનર આપે હજુરજી;
પોતે પીરાણે પ્રગટયા, આલે આવ્યા ભરપૂરજી.

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૯૯

ગોર નર એ હજુર છે, આલે અખંડ અમાપજી;
એરે સેવાથી જે ભૂલીયા, પડશે ચોરાસીને તાપજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૨૦૦

સાચું કહ્યું આ સેવકે, જે છે વેહનો આ સારજી;
હરિ તે વોંશને ઓલખે, તે તે પામશે ભવ પારજી.
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૨૦૧



### આ સત્પંથનાં મળતા

# પુસ્તકો.

---

| નામ. | કીંમત |
|---|---|
| ૧ ભાભારામ સુબોધ .... ... | ૧-૪ |
| ૨ સત્પંથ સંબંધી ટુંક નિવેદન, પાકા પુઠાના | ૦-૮ |
| ( સત્યનું શોધન. ) કાચા પુંઠાના | ૦-૪ |
| ૩ નાયા કાકાનો સંવાદ .... .... | ૦- |
| ૪ મોક્ષદ્વાર .... .... .... | ૦ |
| ૫ સંતવાણી .... .... .... | ( |
| ૬ પરછા .... .... .... .... | ૦-૩-૦   ૦-૦-૬ |

---

## સુચના.

ઉપર બતાવ્યા પ્રમાણે ૦-૧-૦ થી તે પાંચ રૂપીયા સુધીનો વી. પી. ખર્ચ ૦ ૧-૦ વિશેષ જાણવો.

સત્પંથનાં લેખિત પુસ્તકો,

**લલ્લુભાઈ દેવજીભાઇને ત્યાંથી મળશે.**

# જાહેર ખબર.

ની જનો, આવા પુસ્તકો ફેલાવાનો ધર્મને
ને અગર સગા સ્નેહીને ઘરે શુભ પ્રસંગે
ાટા મોટા ખર્ચ કરોછો, ને ખાવા પીવાના
યા ખરચો છો, તે ફક્ત જગતમાં ત્રણ ચાર
ાનો પ્રયત્ન છે, પણ તેનાથી ફોગટનો ચાર
ાકાશે અને તેમાં તમોને કશું પણ ખપ
ે. પણ આવા ધર્મના પુસ્તકોની લાણી
કરો, ર ા બીજાઓ ગરીબોને, ધર્માદા તરીકે
આપો, જેથી ધર્મનો વધારો થાય; લોકો સદ્ધર્મવાન બને, ને
સત્યને માર્ગે ચાલે; તેવું કરો. એ કાંઇ ઓછું ફળ, ને કાંઇ
ઓછી નામના નથી. બેઉ લોકમાં કિર્તી મેળવવાનું સાધન
એજ ઉત્તમ છે. તેથી આ પુસ્તકો લાણી કનારને કિફાયત ભાવે,
ને ધર્માદે વેહેંચનારને એથી પણ કિફાયત ભાવે આપીશ.

(ખાકી) સૈયદ બાવાસાહેબ અહમદઅલી.

મુ. પીરાણા. પો૦ ગિરમથા. જી૦ અહમદાબાદ.